સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી



શ્રી કોટડા(જ) પાટીદાર યુવક મંડળ સુવર્ણ જ્યંતી મહોત્સવ પ્રસંગે

# અખિલ ભારતીય યુવક સંઘ અને યુવક મંડળોનું મિલન

(શ્રી ઈશ્વરભાઈ એમ. પટેલ દ્વારા)

કોટડા(જ) : અત્રેના યુવક મંડળ દ્વારા સુવર્ણ જ્યંતી મહોત્સવ પ્રસંગે અખિલ ભારતીય યુવક સંઘ અને યુવક મંડળોના પ્રતિનિધિઓ સાથેની મિલન સભા બપોરે ૩-૦૦ કલાકે રાખવામાં આવેલ.

મંત્રીશ્રી રાજેશ મેઘજી દિવાણીએ સૌને આવકારેલ અને આજની સભાના મહોત્સવ અંગે છણાવટ કરવામાં આવેલ.

મિલન સભાના પ્રમુખ સ્થાને શ્રી વિશ્રામ હંસરાજ ઘોળુ (કલકત્તા) બીરાજેલ જ્યારે અતિથી વિશેષ તરીકે શ્રી લખમશી નાંયા નાંયાણી (કલકત્તા), શ્રી પનાલાલ કરસન પટેલ (રાયપુર), શ્રી ખીમજી લખમશી પટેલ (કલકત્તા) શ્રી ગંગારામ હીરાલાલ પટેલ (દિલ્હી) અને ડો. પ્રેમજીભાઈ આર. પટેલ (ગાંધીધામ) હતા.

ડો. શાંતિલાલ એમ. સેંઘાણીએ સ્થાનિક યુવકમંડળ દ્વારા મંડળનો વિસ્તૃત ઈતિહાસ રજૂ કરેલ અને જણાવેલ કે ૧૯૪૪માં આજના લાકડીના ટેકે ચાલતા વડીલો થનગનતા યુવાનો હતા. એ સમયે વૈચારિક ક્રાંતિ લાવવાના પ્રથમ પ્રયાસરૂપે પુસ્તકાલયની સ્થાપના કરવામાં આવી જે અવિરતપણે ચાલુ છે. સિંધ કરાંચીથી જ્યારે દેશના ભાગલા સમયે કચ્છ તરફ નાસભાગ થઈ ત્યારે વડીલો પોતાની અંગત વસ્તુઓ છોડીને પુસ્તકોને જીવની જેમ સાચવી ને લાવ્યા એ વતનપ્રેમ અને લાગણીને કેમ ભૂલાય. તેમજ ૧૯૪૭ના પ્રથમ આઝાદી દિન યુવક મંડળ દ્વારા વિવિધ કાર્યક્રમો રૂપે ઉજવવામાં આવ્યો એ સાંભળી આપણી આઝાદી ચળવળમાં પણ મંડળની દેશપ્રેમની લાગણી દેખાય છે. મંડળ દ્વારા લાયબ્રેરીને ટ્રસ્ટ રજિસ્ટ્રેશન કરાવવામાં આવ્યું એ વિરલ ઘટના છે.

મિલન સમારોહને સર્વશ્રી વીરજીભાઈ નાનજી મેઘાણી(મુંબઈ) શ્રી માવજી મેઘજી છાભૈયા (ઉડપી), શ્રી મનજી મુળજી વેલાણી(રાયપુર), શ્રી ભીમજી શીવજી ભગત (વિશાખાપટ્ટનમ), શ્રી રામજી માવજી બાથાણી (ભીવંડી) નરસીંહ ભીમજી છાભૈયા (હૈદ્રાબાદ), જશરાજ અરજણ નાકરાણી, શીવગણ શીવજી છાભૈયા (જબલપુર), રામજી વાલજી લીંબાણી (ભીવંડી), વેલજી પ્રેમજી સેંઘાણી (વિશાખાપટ્ટનમ), માવજી મનજી લીંબાણી (થાણા), મણીલાલ અરજણ મેઘાણી (મુંબઈ), બાબુલાલ કરમશી વેલાણી (રાયપુર), શામજી કાનજી ડાયાણી (કલકત્તા), શ્રી નારણ મનજી દિવાણી (હૈદ્રાબાદ) અને વિશ્રામ કરમશી (હૈદ્રાબાદ) રતનશી વાલજી બાથાણી (રાયપુર), રતનશી [illegible] બાથાણી (કાલોલ), હંસરાજ ગોપાલ ખેતાણી (ગુલાબર્ગા) અરવિંદ કરસન લીંબાણી ટ્રસ્ટી યુવક મંડળ-કોટડા નારાણભાઈ અરજણભાઈ પટેલ (કપડવંજ) દેવશંકર સોમજી ધનાણી (નખત્રાણા), મોહનલાલ શીવજી ઘોળુ (નાગલપર), જ્યંતિલાલ માવજી પટેલ (દયાપર) પ્રિ. રતીભાઈ પટેલ (તલોદ) શ્રી લક્ષ્મણભાઈ પટેલ (દિલ્હી), શ્રીલખમશી નાંયા નાંયાણી (કલકતા), શ્રીમતિ લક્ષ્મીબેન રવજી પટેલ (મદ્રાસ), શ્રી પન્નાલાલ કરસન પટેલ (રાયપુર), શ્રી ડો. પ્રેમજી રામજીભાઈ (ગાંધીધામ), શ્રી ખીમજી લખમશી લીંબાણી (કલકતા) અને શ્રી ગંગારામ હીરાલાલ પટેલ(દિલ્હી)એ કિંમતી સુચનો ક્યાં હતાં.

પ્રમુખસ્થાનેથી શ્રી વિશ્રામ હંસરાજ ઘોળુએ જણાવેલ કે સમાજની કોઈપણ વિટંબણાઓને સંઘ સાથે મળીને નિવારણ કરવા પ્રયત્ન કરશે. આ પ્રસંગે વ્યસનોથી દરેક યુવાને દૂર રહેવા ભલામણ કરેલ.



શ્રી કોટડા (જ.) પાટીદાર યુવક મંડળ
સુવર્ણ જ્યંતિ મહોત્સવ ઉજવણી પ્રસંગે

# અખિલભારતીય મહિલા સંઘ અને મહિલા મંડળોનું મિલન

શ્રી ઈશ્વરભાઈ પટેલ મારફતે

કોટડા(જ.) : સ્થાનિક યુવક મંડળના સુવર્ણ જ્યંતિ મહોત્સવ પ્રસંગે યોજાયેલ મહિલા મીલનના પ્રમુખ સ્થાને શ્રી કોટડા (જ.) મહિલા મંડળનાં પ્રમુખ શ્રીમતિ મોંઘીબેન રવીલાલ બાથાણી બીરાજેલ, જ્યારે અતિથિ વિશેષ તરીકે અખિલ ભારતીય મહિલા સંઘના પ્રમુખ શ્રીમતિ ભાનુબેન વી. પટેલ (ભૂજ) અને મંત્રી શ્રીમતિ મંજૂલાબેન ઉકાણી(ભૂજ) હતાં.

કોટડા(જ.) મહિલા મંડળનાં પ્રમુખ શ્રીમતિ લીલાબેન શંકરલાલ લીંબાણીએ આવકાર પ્રવચન રજૂ ક્યા બાદ શ્રીમતિ જ્યાબેન અરજણ મુખી, શ્રીમતિ ભાનુબેન અમૃતલાલ છાભૈયા, શ્રીમતિ ચંપાબેન રતિલાલ નાંયાણી શ્રીમતિ મંજૂલાબેન વાલજી વેલાણી, શ્રીમતિ પાર્વતીબેન સોમજી રૂડાણી, શ્રીમતિ રામબાઈ વિશ્રામ ઘોળુ, નિરૂપમાબેન લાલજી રૂડાણી, કુ. હેમલત્તાબેન રતિલાલ નાંયાણી, કુ. હંસાબેન લખમશી સેંઘાણી, કુ. શંકુતલાબેન રતિલાલ સેંઘાણી, કુ. હંસાબેન ડાહ્યાભાઈ ભગત, કુ. ચંદ્રિકાબેન લખમશી, કુ. હેમલત્તા વેલજીભાઈ, કુ. ભારતીબેન પ્રેમજી માવાણી, શ્રીમતિ શાંતાબેન લખમશી ઉકાણી(ભૂજ) શ્રીમતિ લક્ષ્મીબેન રવજી પટેલ(મદ્રાસ) પુષ્પાબેન શીવગણભાઈ પટેલ શ્રીમતિ ભાનુબેન વી. પટેલ (ભૂજ) અનુરાધાબેન પટેલ, શ્રીમતિ પાર્વતીબેન માધવજી (ભૂજ), શ્રીમતિ વર્ષાબેન જ્યદિપ પટેલ (ભૂજ) પાર્વતીબેન જીવરાજ (વડાલી) નર્મદાબેન દેવજી નાકરાણી, ગંગાબેન મુળજી સાંખલા, નર્મદા નાનજી છાભૈયા, શ્રીમતિ સુશિલાબેન પાટીદાર, મણીબેન જેઠાભાઈ લીંબાણી, શ્રીમતિ નબુબેન પાંચાલી-નખત્રાણા, મણીબેન અમૃતલાલ પટેલ, કુ. ગીતાબેન શીવદાસ વેલાણી સુશિલાબેન પરબત પટેલ વનિતાબેન લાલજી પટેલ વગેરે બહેનોએ મસાજમાં વ્યાપેલા કુરિવાજો, સમુહ લગ્નો, ફૂલહારથી લગ્નો, કન્યા કેળવણી જેવા પ્રશ્નોની જુસ્સાભેર વાણીથી દરેકને મંત્રમુગ્ધ બનાવી દીધા હતા.

મહિલા ગંડળે વિસ્તૃત પ્રવચનોના અંતે ફૂલહાર લગ્ન, સમુહ લગ્ન, કન્યા કેળવણી પ્રોત્સાહન, અંધશ્રદ્ધા અને કુરિવાજો જેવા ઠરાવોને સર્વાનુમતે અનુમોદન આપેલ.

પ્રમુખ સ્થાનેથી શ્રીમતિ મોંઘીબેન રવજીભાઈ બાથાણીએ મહિલા મંડળના પ્રથમજ કાર્યક્રમની સંપૂર્ણ સફળતા માટે બહારથી પધારેલ મહિલા પ્રતિનિધિઓ ઉપરાંત વિશાળ સંખ્યામાં હાજરી બદલ દરેકનો આભાર માન્યો હતો.

## * સ્થાપક સભ્યોનો સન્માન સમારોહ *

કોટડા(જ) : અત્રેના યુવક મંડળના સુવર્ણ જ્યંતિ મહોત્સવ પ્રસંગે ૫૦ વર્ષ પહેલાં મંડળની સ્થાપના વખતે સંકળાયેલ વડીલો, મંડળના પ્રથમ ૧૦ આજીવન સભ્યો તેમજ મંડળની શરૂઆતમાં આર્થિક સહયોગ આપનારનું મંડળ દ્વારા શાલ ઓઢાડી આદર સાથે સન્માન કરવામાં આવ્યું.

સન્માન સમારોહના પ્રમુખ સ્થાને શ્રી લક્ષ્મી નારાયણ પાટીદાર સમાજના પ્રમુખ શ્રી તેજાભાઈ છાભૈયા હતા. જ્યારે અતિથિ વિશેષ તરીકે નવાવાસ ના વડીલ શ્રી હંસરાજ રાજા હતા. સ્થાપક સભ્યોનાં સન્માનમાં વિશિષ્ટ કામગીરી બદલ સ્વ. ભીમજી કેશરા લીંબાણીને મરણોતર તેમજ શ્રી શામજી જીવરાજ લીંબાણીનું વિશિષ્ટ સેવા બદલ શ્રી કોટડા(જ) પાટીદાર સમાજંવતીથી પ્રમુખશ્રી મણીલાલ હીરજી લીંબાણી દ્વારા સન્માન કરવામાં આવેલ.

સુવર્ણ જ્યંતી મહોત્સવની યાદગીરી રૂપે તૈયાર કરેલ ચાંદીના સીક્કાનું પ્રતિક વિતરણ શ્રી માવજી દેવજી નાકરાણી દ્વારા ટ્રસ્ટીશ્રી અરવીંદ કરસન લીંબાણીના હસ્તે કરવામાં આવ્યું હતુ.

સન્માનિત વડીલોમાંથી શ્રી ધનજી મેઘજી દિવાણીએ મંડળની સ્થાપના વખતની ગામની પરિસ્થિતિનું વર્ણન કરેલ અને જણાવેલ કે સ્થાપના વખતે ધાર્મિક સુમેળ ન હતો એવા સંજોગોમાં અમોને આજુબાજુનાં ગામોના વડીલોનો પણ સુંદર સહયોગ મળેલ.

શ્રી લખમશી નાગજી ખેતાણીએ મંડળની અત્યારની પ્રવૃતિઓને બિરદાવેલ અને શુભેચ્છાઓ પાઠવેલ.

શ્રી અખિલ ભારતીય સમાજના માજી પ્રમુખ અને ટ્રસ્ટીશ્રી પ્રેમજી પૂંજા પટેલે કોટડા(જ) ગામ સમાજ તેમજ મંડળ સતત વિકાસ સાધે, સમૃદ્ધિ વધે અને સમાજને ઉપયોગી બને એવા આશીર્વચનો આપેલ. સમાજના ટ્રસ્ટી શ્રી મનજી વાલજી પટેલે વડીલોની પવિત્રતાને ધ્યાનમાં લઈ જીવન લક્ષી કાર્યો કરવા મંડળ ધૈર્યશીલ અને કાર્યશીલ બને એવી લાગણી વ્યક્ત કરેલ.

શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ - વાંઢાયના માજી પ્રમુખ શ્રી નારાયણ રામજી પટેલે ૫૦ વર્ષ પહેલાંની વડીલોની સમજશક્તિને વંદન કરેલ અને સ્વ. ભીમજીબાપાએ કેળવણી ક્ષેત્રે કરેલી સેવાઓને જીવનમાં ઉતારવા ભાર મુક્યો.

શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ(વાંઢાય)ના પ્રમુખશ્રી જેઠાભાઈ લાલજી પટેલ (મુંબઈ)એ જણાવેલ કે વડીલોએ જગાડેલી જ્યોત અવિરત ચાલુ રહે અને તેમાં દિવલે પૂરાતું રહે જેનો પ્રકાશ અખિલ ભારતીય લેવલે અન્ય મંડળોને પણ મળતો રહે એવા કાર્યો કરતા રહેવા જણાવેલ.

પ્રિ. શ્રી રતીભાઈ પટેલ(તલોદ)એ જણાવેલ કે ભૂતકાળને યાદ કરી વર્તમાન અને ભવિષ્યના વિકાસનાં કાર્યોની સૂચિ બનાવી શકાય. યુવક સંઘના પ્રમુખશ્રી ડો. પ્રેમજીભાઈ આર. પટેલે જણાવેલ કે અહીના મંડળનો મુદ્રાલેખ પ્રેમ સેવા અને સમર્પણ ખરેખર જીવનમાં ઉતારેલ છે. જે અભિનંદનને પાત્ર છે.

આ પ્રસંગે શ્રી અખેભાઈ પ્રેમજીભાઈ પટેલ (નાગપુર), નારણ હીરજી ઘોળુ (નાગલપર), વીરજી નાનજી મેઘાણી (મુંબઈ), શ્રી દેવજીભાઈ માવજી પટેલ (પાલનપુર), શ્રી અબજી વિશ્રામ પટેલ (ભૂજ), શ્રી ગંગારામ હીરાલાલ પટેલ (દિલ્હી), મંગળદાસ પ્રેમજી (સંબલપુર) શ્રી નારણભાઈ પટેલ(કપડવંજ), શ્રી રવજી વાલજી (વિથોણ), શ્રી ગંગદાસ નાનજી પટેલ (વિરાણી)વાળાએ પોતાના વિચારો સભા સમક્ષ રજૂ કરેલ.

સન્માન સમારોહના અધ્યક્ષ શ્રી તેજાભાઈ લખમશી છાભૈયાએ જણાવેલ કે આપણે વડીલોની પરંપરા જાળવી રાખીએ અને કાર્યોને ઉન્નત સ્થાને લઈ જઈએ.

જીવન એ કોઈ એવું પુસ્તક નથી કે જેના છેલ્લા પાને પ્રશ્નોના જવાબો હોય.

સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી



ભગવાનદાસ એમ. ભગત અને કાંતીલાલ આર. સેંધાણી (મનાર ગુડી)

## શ્રી કોટડા(જ.) પાટીદાર યુવક મંડળની મળેલ કારોબારી સભા

કોટડા (જ):-(અમારા પ્રતિનિધિ શ્રી ઈશ્વરલાલ એમ. પટેલ દ્વારા)

અત્રે શ્રી કોટડા (જ.) પાટીદાર યુવક મંડળ ની કારોબારી સભા શ્રી ઈશ્વરભાઈ માવજી ભગત ના પ્રમુખ સ્થાને તા. ૨૫-૨-૯૪ ના રાત્રે મંડળની ઓફિસે મળેલ.

સૌ પ્રથમ મંત્રીશ્રી રાજેશ મેઘજી દિવાણીના આવકાર પ્રવચન બાદ યુવક મંડળના " સુવર્ણ જ્યંતિ મહોત્સવ "ના અનુસંધાને યોજાયેલ ભારતભરના પ્રચાર પ્રવાસ ની માહિતી ટ્રસ્ટી શ્રી અરવીંદ કરસન લીંબાણી, તેમજ શ્રી રવીલાલ મેઘજી બાથાણી, શ્રી કાંતીલાલ વાલજી રામાણી અને શ્રી પ્રેમજી કાનજી ભગત તરફથી આપવામાં આવેલ સમગ્ર પ્રવાસ દરમ્યાન સુવેનિયર માટે શુભેચ્છા જાહેરાતો આપનાર વિજ્ઞાપન દાતાઓ તેમજ સ્થાનિકે પ્રવાસમાં વિસ્તાર વાર સાથે જોડાઈને મદદરૂપ બનનાર દરેકનો મંડળ તરફથી અંતઃકરણ પુર્વક આભાર માનવામાં આવ્યો હતો. સુવેનિયર સાથેની એડ્રેસ બુકમાં નોંધ વગર રહી જવા પામેલ ફર્મ વાળાઓએ પોતાની વિગત આગામી તા.૨૫-૪-૯૪ સુધીમાં મળી જાય એ રીતે યુવક મંડળની ઓફિસે મોકલાવી આપવા વિનંતી કરવામાં આવેલ.

અંતમાં સહમંત્રી શ્રી રસીકલાલ અરજણ દિવાણી તરફથી આભાર માનવામાં આવેલ.

ડામાં સચવાશે. ક્ષમાનુ રતન , મૈત્રીના



## નો પાછળના ધુમખર્ચા એ.

## વાંચી વિચારે...

ક : શ્રી નટવર કે. પટેલ-રૂપાલકંપા)

લગ્ન પ્રસંગેના ખર્ચામાંથી જો બચવું હોય અને જિંદગી હળવી ફૂલ બનાવવી હોય તો દરેક વડીલ અને વિચાર... યુવક-યુવતીઓ આટલું જરૂર વિચારે. લગ્નપ્રસંગે ઉપર જણાવ્યા તેવા બિન જરૂરી ખર્ચાઓ બંધ કરી દઈને તેટલી કરમ રોકડી કન્યાના નામે જમા કરી દેવામાં આવે. આજે એવી અનેક જમા યોજનાઓ છે કે જેમાં રોકેલા નાણાં ઉત્તરોઉત્તર વધતા રહે છે અને જરૂરતના સમયે આશીર્વાદરૂપ બની રહે છે. ઈશ્વર કોઈને એવી સ્થિતિમાં ન મૂકે, પરંતુ છતાં એટલું જરૂર વિચારીએ કે આજના વર્તમાન યુગમાં અનેક લગ્નો નિષ્ફળ થઈ રહ્યા છે ત્યારે એવા સંજોગોમાં મા-બાપને ત્યાં પાછી આવતી દીકરી પાસે ઠીકઠીક રકમ હાથ પર હોય તો તે તેના માટે તેમજ મા-બાપ માટે કેટલ... ોગી થઈ પડે..?

લગ્નપ્રસંગને સાદાઈથી ઉજવી બચાવેલા નાણાંને જો આ રીતે બચત યોજનામાં મૂક્યા બાદ આ બચતના નાણાં દંપતિ માટે ખૂબજ સમયોચિત લાભદાયી નિવડશે. દંપતિના પૂત્ર-પૂત્રીઓની સગીરવયે એટલે કે પ્રથમ લગ્ન અવસરે દંપતિના સાદાઈ ભર્યા લગ્નની બચતના માત્ર નાણાંથી પ્રસંગ સાદાઈભર્યો ઉજવાઈ જશે. પૂત્ર-પૂત્રઓના અભ્યાસ, કારકિર્દી વગેરેની ચિન્તા પણ દંપતિએ કરવાની જરૂર નહી પડે. સાદાઈપૂર્વક લગ્ન જેવા પ્રસંગે ખર્ચાના 'ખોટા ધુવાંડા' બંધ કરવા પડશે.

અત્યારનો સમગ્ર વ્યવહાર ફક્ત બતાડવા માટે જ લાગે છે. તેમાં લાગણીનું સ્થાન ઘણું ઓછું છે અને ...થી જ એ વ્યવહાર નહીં પણ સમાજમાં ...પાર બની જાય છે.

## "શ્રી કોટડા (જ.) પાટીદાર યુવક મંડળ-સુવર્ણ જયંતિ મહોત્સવ અંગે પ્રવાસ અને પ્રચાર"

કોટડા (જ) : (ઇશ્વરભાઇ એમ. પટેલ મારફતે)

અત્રેના શ્રી કોટડા(જ) પાટીદાર યુવક મંડળ તેની સ્થાપનાના ચાલુ વર્ષે ૫૦ વર્ષ પૂર્ણ કરી 'સુવર્ણ જયંતિ વર્ષ' ઉજવી રહ્યું છે. ત્યારે કાયમી યાદગીરી અને સંકલન માટે કોટડા(જ) નિવાસી દરેક ફર્મની એડ્રેસ બુક સાથેનું સુવેનિયર તૈયાર થઇ રહેલ છે.

પ્રચાર તેમજ એડ્રેસ કલેકશન માટે ગત તા.૨૦-૨-૯૪ના પાટીદાર સમાજવાડી-કોટડા(જ) ખાતેથી બે ટીમોને લીલીઝંડી આપવામાં આવેલ. જેમાં ટીમ-એના કન્વીનર તરીકે શ્રી અરવીંદ કરસન લીંબાણી અને શ્રી પ્રેમજીભાઇ કાનજી ભગત તેમજ ટીમ-બીના કન્વીનર તરીકે શ્રી રવિલાલ મેઘજી બાથાણી અને શ્રી કાંતિલાલ વાલજી રામાણીની સાથે શ્રી કરસન વિશ્રામ લીંબાણી, શ્રી શંકરલાલ લાલજી વાડીયા, શ્રી લાલજી રવજી બાથાણી, શ્રી ભાણજી ધનજી વેલાણી તેમજ શ્રી જશવંત અરવીંદ લીંબાણી જોડાયેલ છે. જેઓને દરેક જગ્યાએથી ખુબજ સુંદર આવકાર મળી રહેલ છે.

ભારતભરમાં વસ્તા કોટડા(જ) વાસીઓને વિનંતિ સાથે જણાવવામાં આવે છે કે પ્રવાસી ટીમો કદાચ આપને ત્યાં પહોંચે નહીં તો આપ સીધાજ શ્રી રાજેશ મેઘજી દિવાણી-મંત્રીશ્રી, કોટડા(જ) પાટીદાર યુવક મંડળનો પત્રથી અથવા ફોન નં.(ઓ) ૪૨૨ (રહે.) ૪૫૨ ઉપર અથવા શ્રી ઇશ્વરભાઇ પટેલ પ્રમુખશ્રી ફોન નં.(ઓ)૪૫૦ અને ૪૭૦ (રહે.) ૪૮૦ ઉપર સંપર્ક સાધી આપનું એડ્રેસ અને જાહેરાત સામેલ કરાવી શકો છે.

વિદ્યાર્થી ભાઇ-બહેનો માટેની નિબંધ અને ચિત્ર સ્પર્ધાઓની એન્ટ્રીઓ આવી રહેલ છે.

સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી



કોટડા (જ.) પાટીદાર યુવક મંડળનો સુવર્ણ જયંતી મહોત્સવ ઉજવાયો હતો ત્યારની તસવીર.

# કોટડા (જ.) પાટીદાર યુવક મંડળના સુવર્ણ જયંતી મહોત્સવની ઉજવણી

નખત્રાણા, તા. ૫ : કોટડા (જડોદર) પાટીદાર યુવક મંડળનો સુવર્ણ જયંતી મહોત્સવ સમાંજવાડી ભવન ખાતે ધામધૂમ અને ઉલ્લાસપૂર્ણ વાતાવરણમાં યોજાયો હતો, જેમાં યુવક અને મહિલાઓ માટેના સંમેલનોનું પણ આયોજન કરવામાં આવ્યું હતું.

આ મહોત્સવનું ઉદ્ઘાટન શ્રીમતી કુંવરબેન વાલજી દિવાણી, ઘાણાવાલાએ કર્યું હતું. કાર્યક્રમના પ્રમુખસ્થાને વાલજી લધા દિવાણી અને અતિથિવિશેષ તરીકે ધનજી મેઘજી દિવાણી રહ્યા હતા. મંડળના સ્થાપક સભ્યોએ ૫૦ વર્ષ અગાઉના મંડળની સ્થાપના વખતના સંસ્મરણો રજૂ કર્યા હતા.

કાર્યક્રમમાં મંડળના સ્થાપક સભ્યો અને દાતાઓનાં સન્માન કરવામાં આવ્યા હતા અને કોટડા (જ.) ગામની વિશિષ્ટ સેવા બદલ સ્વ. ભીમજી કેશરા લીંબાણી અને શામજી જીવરાજ લીંબાણીના પરિવારજનોનું કોટડા (જ.) પાટીદાર સમાજના પ્રમુખ મણિલાલ હીરજી લીંબાણીના હસ્તે સન્માન કરવામાં આવ્યું હતું.

યુવક મંડળના પ્રમુખ ઈશ્વરલાલ માવજી ભગતે મહોત્સવના કાર્યક્રમની રૂપરેખા જણાવી હતી. મહોત્સવના બે દિવસ દરમ્યાન યુવક અને મહિલા સંઘના મિલનો પણ યોજાયાં હતાં. જેમાં ભારતભરમાંથી યુવક મંડળોના પ્રતિનિધિઓ અને મહિલા અગ્રણીઓએ હાજર રહી જ્ઞાતિના યુવાન ભાઈ-બહેનોને માર્ગદર્શન આપ્યું હતું.

યુવક મંડળ દ્વારા આ પ્રસંગે ખાસ તૈયાર કરવામાં આવેલા સોવેનિયરનું વિમોચન જયંત જવાહર લીંબાણીના હસ્તે કરવામાં આવ્યું હતું. મહોત્સવની યાદગીરી માટે બનાવવામાં આવેલા ચાંદીના સિક્કાઓનું વિતરણ માવજી દેવજી નાકરાણીના હસ્તે કરવામાં આવ્યું હતું.

મહોત્સવનો સમાપન સમારંભ યુવક મંડળના પ્રમુખ ઈશ્વરભાઈ પટેલના પ્રમુખસ્થાને યોજાયો હતો, જેમાં અતિથિવિશેષ તરીકે નાયબ કલેક્ટર શ્રી ખરસાણ અને કેન્દ્રીય સમાજના પ્રમુખ મણીલાલ પુંજા પટેલ ઉપસ્થિત રહ્યા હતા. બે દિવસના કાર્યક્રમમાં ઉપસ્થિત આગેવાનો અને પ્રતિનિધિઓએ પોતાના પ્રતિભાવો રજૂ કર્યા હતા અને યુવક મંડળને તેની યશસ્વી પ્રગતિ બદલ અભિનંદન આપ્યા હતા.

આ સમારંભમાં પાટીદાર સમાજના ઉપપ્રમુખ શ્રી ખીમજી લખમશી લીંબાણી (કલકત્તા), શ્રી ખીમજી નાગજી લીંબાણી, મનજી વાલજી, પ્રેમજી પુંજા પટેલ, યુવક સંઘના પ્રમુખ ડૉ. પ્રેમજીભાઈ પટેલ, મહિલા અગ્રણી ભાનુબેન પટેલ, મંજુલાબેન પટેલ સહિત અનેક આગેવાન કાર્યકરોએ ખાસ હાજરી આપી હતી.

મહોત્સવ દરમ્યાન, દરરોજ રાત્રે સંતોના પ્રવચનો અને સાંસ્કૃતિક કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું હતું. મહોત્સવને સફળ બનાવવા યુવક મંડળના સભ્યો અને કોટડા (જ.) સમાજના આગેવાનોએ સારી જહેમત ઉઠાવી હતી.

સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી



૧૯૪૪

## કોટડા (જ) યુવક મંડળના

# સુવર્ણ જયંતી મહોત્સવની દબદબાભેર ઉજવણી

૧૯૯૪

નખત્રાણા :

શ્રી કોટડા (જડોદર) પાટીદાર યુવક મંડળનો સુવર્ણ જયંતી મહોત્સવ ૨૧ અને ૨૨ ઓગસ્ટના રોજ પાટીદાર સમાજવાડી ખાતે દેશભરમાંથી પધારેલ કોટડાવાસીઓ અને સમાજના અગ્રણીઓના સાન્નિધ્યમાં ભારે ઉમંગ અને ઉત્સાહપૂર્ણ વાતાવરણમાં ઉજવવામાં આવ્યો હતો.

ઈ.સ. ૧૯૪૪માં સ્થાપવામાં આવેલ કોટડા (જ)ના યુવક મંડળને ચાલુ સાલે ૫૦ વર્ષ પૂર્ણ થતાં તેના સુવર્ણ જયંતી મહોત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. વર્ષ દરમ્યાન ચાલેલ સુવર્ણ જયંતીની ઉજવણીના પરાકાષ્ઠારૂપ આ બે દિવસના મહોત્સવમાં અનેક વિધ કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું હતું.

થાણાવાળા શ્રીમતી કુંવરબેન વાલજી પુંજા દિવાણીએ દીપ પ્રગટાવીને આ મહોત્સવનું ઉદઘાટન કર્યું હતું. સમારંભના પ્રમુખસ્થાને શ્રી વાલજી લધા દિવાણી અને અતિથિ વિશેષ તરીકે શ્રી ધનજી મેઘજી દિવાણી ઉપસ્થિત રહ્યા હતા. મંડળના આ બંને સ્થાપક સભ્યોએ ૫૦ વર્ષ અગાઉના મંડળની સ્થાપના વખતના સંસ્મરણો રજૂ કર્યા હતાં. મંડળના પ્રમુખ શ્રી ઈશ્વરલાલ માવજી પટેલે બે દિવસના કાર્યક્રમની રૂપરેખા આપી હતી.

મહોત્સવના પ્રથમ દિવસે ઉદ્દઘાટન સમારંભ બાદ મંડળના સ્થાપક સભ્યોના સન્માનનો કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો જેના પ્રમુખસ્થાને શ્રી તેજાભાઈ લખમશી છાભૈયા અને અતિથીવિશેષ તરીકે શ્રી હંસરાજ રાજા નાયાણી રહ્યા હતા. સમાજના અગ્રણીઓ અને બહારથી આવેલ વિવિધ સમાજો અને યુવક મંડળના પ્રતિનિધિઓના હસ્તે મંડળના સ્થાપક સભ્યો અને દાતાઓનાં સન્માન કરવામાં આવ્યા હતાં.

આ પ્રસંગે કોટડા (જ) ગામની વિશિષ્ઠ સેવા બદલ સ્વ. ભીમજી કેશરા લીંબાણી અને શ્રી શામજી જીવરાજ લીંબાંણી પરિવારનું કોટડા (જ) પાટીદાર સમાજના પ્રમુખ શ્રી મણીલાલ હીરજી લીંબાણીના હસ્તે સન્માન કરવામાં આવ્યું હતું.




સમારંભમાં બોલતાં સમાજના માજી પ્રમુખ શ્રી ખીમજી નાગજી પટેલે જણાવ્યું હતું કે કોઈ કાર્યમાં ભોગ આપીએ તો તે કાર્ય અવશ્ય દીપી ઊઠે છે. જ્ઞાતિના યુવાનોની સમાજ, રાષ્ટ્ર અને સંસ્કૃતિ માટે કામ કરવાની કાર્ય પ્રણાલીને તેમણે વંખાણી હતી.

સમાજના ઉપપ્રમુખ અને તંરવરીયા કાર્યકર શ્રી ખીમજી લખમશીએ સમાજના કાર્યમાં સુગમતા રહે તે માટે યુવાનોને વડીલોની સાથે જોડાઈને કાર્ય કરવાની અપીલ કરતાં જણાવ્યું હતું કે વડીલોની આંખ અને યુવાનોની પાંખ જો એકત્રિત થાય તો સમાજમાં અવશ્ય ક્રાંતિ લાવી શકાય.

તલોદના પ્રિન્સીપાલ શ્રી રતિલાલ પટેલે મંડળના સુવર્ણ જયંતી મહોત્સવને પોતાની વિકાસ ગાથા ગાવાનો એક સુવર્ણ મોકો ગણાવ્યો હતો. આજુ-બાજુના ગામોમાં જઈ યુવક પ્રવૃત્તિના

### જ્યારે કોટડા (જ) ના આંગણે મીની અધિવેશન ભરાયું !

***કોટડા (જ) યુવક મંડળના સુવર્ણ જયંતી મહોત્સવ દરમ્યાન યોજાયેલ વિવિધ સામાજીક કાર્યક્રમને કારણે બે દિવસનો આ મહોત્સવ ખરા અર્થમાં મીની અધિવેશન બની ગયો હતો.***

***યુવક સંઘ અને મહિલા સંઘ સાથેના મિલનો તેમજ દેશભરમાંથી પધારેલ જુદી જુદી સમાજના પ્રતિનિધિઓ અને લોકોની વિશાળ હાજરીને પરિણામે આ મહોત્સવમાં સામાજીક મેળાવડા જેવા દ્રશ્યો સર્જાયાં હતા !***



સોવિનિયરનું વિમોચન કરતા શ્રી જયંત જવાહર લીંબાણી બાજુમાં કોટડા સમાજના પ્રમુખ શ્રી મણિલાલ હીરજી અને યુવક મંડળના પ્રમુખ ઈશ્વરભાઈ પટેલ ઉભા છે

વિસ્તરણ માટે કાર્ય કરવા તેમણે કોટડા (જ)ના યુવક મંડળના કાર્યકરોને અપીલ કરી હતી.

કેન્દ્રિય સમાજના પ્રમુખ શ્રી મણીલાલ પુંજા રામાણીએ કોટડાના યુવક મંડળ અને સમાજને સમૂહ લગ્નની પ્રવૃત્તિ હાથ ધરવા અપીલ કરી હતી અને મંડળની પ્રગતિ માટે શુભેચ્છાઓ પાઠવી હતી. સમારંભમાં ઉપસ્થિત વિવિધ મહાનુભાવોએ મંડળની પ્રવૃત્તિઓને બિરદાવતાં સમાજ સંગઠનમાં યુવક મંડળે આપેલ યોગદાનની પ્રશંસા કરી હતી.

મહોત્સવા પ્રથમ દિવસે બપોર પછી શ્રી અખિલ ભારતીય યુવક સંઘ અને યુવક મંડળોના મિલનનો કાર્યક્રમ શ્રી વિશ્રામ હંસરાજ ધોળુ (કલકત્તા)ના પ્રમુખ સ્થાને યોજાયો હતો જેમાં અતિથી વિશેષ તરીકે શ્રી લખમશી નાંયા નાંયાણી (કલકત્તા), ડો. પ્રેમજીભાઈ પટેલ (યુવક સંઘના પ્રમુખ), શ્રી ખીમજી લખમશી લીંબાણી (કલકત્તા), શ્રી ગંગારામ હીરાલાલ પટેલ (દિલ્હી) હાજર રહ્યા હતા.

આ મિલનમાં પ્રતિનિધિઓએ વલ્લભવિદ્યાનગર હોસ્ટેલ સહિતના પ્રશ્નોની ચર્ચા-વિચારણા કરી હતી અને જ્ઞાતિના યુવાનોને સંગઠીત કરવા પર ખાસ ભાર મુકવામાં આવ્યો હતો. યુવક સંઘ અને યુવક મંડળના પ્રતિનિધિઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

મહોત્સવના બીજા દિવસે યુવક મંડળ દ્વારા સુવર્ણ જયંતી મહોત્સવ નિમીત્તે ખાસ તૈયાર કરેલ સોવેનિયર કમ એડ્રેસ બુકના વિમોચન કરવા માટેનો સમારંભ યુવક મંડળના પ્રમુખં શ્રી ઈશ્વરલાલ માવજી પટેલના પ્રમુખ સ્થાને યોજાયો હતો જેમાં અતિથી વિશેષ તરીકે શ્રી તેજાભાઈ લખુ છાભૈયા, શ્રી હંસરાજ રાજા નાયાણી અને પાટીદાર સંદેશના તંત્રી શ્રી કરમશીભાઈ પટેલ ઉપસ્થિત રહ્યા હતા.

યુવક મંડળના સદસ્ય શ્રી જયંત જવાહર કરસન લીંબાણીએ તાળીઓના ગડગડાટ વચ્ચે આ સોવેનિયરનું વિમોચન કર્યું હતું. એડ્રેસ બુક દ્વારા કોટડાવાસીઓને એક સૂત્રે સાંકળવાના યુવક મંડળના પ્રયાસને કચ્છ બહારથી આવેલ દરેક પ્રતિનિધિઓએ બિરદાવ્યા હતા અને મંડળના કાર્યકરોને તે માટે અભિનંદન આપ્યા હતા.

બપોર બાદ મહિલા મંડળોનું મિલન કોટડા (જ) મહિલા મંડળના પ્રમુખ શ્રીમતી મોંઘીબેન રવિલાલ બાથાણીના પ્રમુખ સ્થાને યોજાયું હતું જેમાં અતિથિ વિશેષ તરીકે 'મહિલા સંઘ'ના પ્રમુખ શ્રીમતી ભાનુબેન પટેલ, મંત્રી શ્રીમતી મંજૂલાબેન ઉકાણી અને કલકત્તા મહિલા મંડળના પ્રમુખ શ્રીમતી રમાબેન વિશ્રામ ધોળુ ઉપસ્થિત રહ્યા હતા. આ સભામાં બહેનો દ્વારા જુસ્સાદાર વાણીમાં પ્રવચનો કરવામાં આવ્યા હતા.

મહોત્સવનો સમાપન સમારોહ મંડળના પ્રમુખ શ્રી ઈશ્વરલાલ પટેલના પ્રમુખ સ્થાને યોજાયો હતો. જેમાં અતિથિવિશેષ તરીકે સમાજના પ્રમુખ શ્રી મણીલાલ પુંજા રામાણી અને નાયબ કલેક્ટર શ્રી ઉપસ્થિત રહ્યા હતા. બહારથી આવેલ પ્રતિનિધિઓએ બે દિવસના કાર્યક્રમના પ્રતિભાવો આપ્યા હતા.

મહોત્સવના બે દિવસ દરમ્યાન દરરોજ રાત્રે સાંસ્કૃતિ કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું હતું. કોટડા (જ) મહિલા મંડળ દ્વારા સુંદર રાસ-ગરબા રજૂ કરવામાં આવ્યા હતા. બીજા દિવસે રાત્રે અમદાવાદ દૂરદર્શનના કલાકારોનો લોકડાયરો રાખવામાં આવ્યો હતો જે માણવા મોટી સંખ્યામાં લોકો ઉમટી પડયા હતા.

**૫૩૫ આજીવન સભ્યો !**

*કોટડા (જ) પાટીદાર યુવક મંડળના આજીવન સભ્યોની સંખ્યા ૫૩૫ છે જે એક વિક્રમ જ લેખી શકાય.*

*કચ્છના અન્ય ગામોમાં જ્ઞાતિના યુવક મંડળો મોટા ભાગે નિષ્ક્રિય અને વેરવિખેર છે ત્યારે કોટડાના યુવક મંડળે તેની ૫૦ વર્ષની લાંબી કારકિર્દીમાં સતત સક્રિય રહી અનેરી સિદ્ધિ મેળવી છે.*

સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી



# સુવર્ણ વર્ષમાં પ્રવેશતું કોટડા (જ) યુવક મંડળ

■ સી. કે. પટેલ

આઝાદી પૂર્વેની હવામાં સને ૧૯૪૪માં સ્થપાયેલ કોટડા (જડોદર)નું પાટીદાર યુવક મંડળ તેની મંઝીલના ૫૦મા વર્ષમાં ચાલુ વર્ષે પ્રવેશી રહ્યું છે ત્યારે આ સુવર્ણજયંતિ વર્ષ નિમીત્તે વર્ષભર યોજાનારા કાર્યક્રમને માટે કોટડા (જડોદર) સજ્જ થઈ રહ્યું છે.

યુવક મંડળની ૫૦ વર્ષની તવારિખીમાં મંડળ સાથે સંકળાયેલા અદના કાર્યકરો પણ આ મહોત્સવને માણવા અને ઉજવવા થનગની રહ્યા છે. યુવક મંડળમાં હજુ પા-પા પગલી માંડનાર ભરતકુમાર ભગત કે નરેશ રામાણી જેવા યુવાનો હોય



મંત્રી -રાજેશ દિવાણી    પ્રમુખ - ઈશ્વરભાઈ પટેલ

કે પછી ૭૫-૮૦ વર્ષની ઉંમરે પહોંચી ચૂકેલા ધનજી મેઘજી ભોજાણી કે સામજી મેગજી વેલાણી જેવા જૂના જોગીઓ હોય, સૌ કોઈ આ સુવર્ણ પળના સાક્ષી બનવાના છે.

૧૯૪૪માં જ્યારે કચ્છમાં હજુ આપણા સમાજમાં જાગૃતિ ક્ષેત્રે કોઈ વ્યવસ્થિત પ્રયાસો થયા નહોતા ત્યારે સ્વ. કરસન ભીમજી લીંબાણી અને સ્વ. મનજી પ્રેમજી નાયાણીના પ્રયાસોથી આ યુવક મંડળનો મજબૂત પાયો નંખાયો હતો. સ્વ. લાલજી જીવરાજ બાથાણી, સ્વ. લખુભાઈ જેઠા હરજીયાણી, સ્વ. વાલજી નાંયા રામાણી, સ્વ. અબજી હીરજી લીંબાણી, સ્વ. મુળજી લધા નાકરાણી, શ્રી ધનજી મેઘજી ભોજાણી, સામજી મેઘજી વેલાણી, વેલજી હંસરાજ રૂડાણી, દેવજી હંસરાજ રૂડાણી, રતનશી નાનજી વાસાણીના અથાગ પ્રયત્નોથી શરૂ થયેલ યુવક મંડળ આજે ૫૦મા વર્ષમાં પ્રવેશી રહ્યું છે ત્યારે યુવક મંડળ સાથે સંકળાયેલા સૌ કોઈની છાતી ગજ-ગજ ફુલે એ સ્વાભાવિક છે.

૩૫૦ જેટલા આજીવન સભ્યો ધરાવતું આ રજીસ્ટર્ડ યુવક મંડળ પાટીદાર જ્ઞાતિના યુવક મંડળોમાં કદાચ સૌથી જૂનું અને નિયમિત અહેવાલ બહાર પાડતું એકમાત્ર યુવક મંડળ છે.

યુવક મંડળની ૫૦ વર્ષની મંઝીલ દરમ્યાન ઘણા ઉત્સાહી અને સક્રિય કાર્યકરો પ્રમુખ તરીકે મળ્યા છે. અરવિંદ કરસન લીંબાણી, ભીમજી શીવગણ ભગત, કાન્તીલાલ વાલજી રામાણી વગેરેના સમયમાં યુવક મંડળની કામગીરી નેત્રદીપક રહી હતી.

યુવક મંડળના વર્તમાન હોદ્દેદારોમાં પ્રમુખ તરીકે ઈશ્વરલાલ માવજી ભગત અને મંત્રી તરીકે રાજેશ મેગજી દિવાણી છે. ઉપપ્રમુખ તરીકે લાલજી રવજી બાથાણી, સહમંત્રી તરીકે રસીકલાલ અરજણ દિવાણી, ખજાનચી તરીકે પરસોત્તમ બાબુલાલ ભગત અને સહખજાનચી બાબુલાલ લખમશી બાથાણી છે. મંડળના ટ્રસ્ટીઓ તરીકે મણીલાલ હીરજી લીંબાણી અને અરવિંદ કરશન લીંબાણી સેવા આપે છે.

મંડળની કારોબારીમાં ૪૦ વર્ષ સુધીનાને જ સ્થાન અપાય છે. કારોબારીની મુદત ૧ વર્ષ સુધીની જ હોય છે અને અત્યાર સુધી હોદ્દેદારોની વરણી બિનહરીફ જ થઈ છે. રૂ. ૧૦૧ ભરનાર કોટડા ગામનો કોઈ પણ પાટીદાર આ મંડળનો આજીવન સભ્ય થઈ શકે છે.

યુવક મંડળનું જૂનું મકાન અગાઉ પચાણ લીધા દિવાણીના મકાનમાં હતું. ત્યાર બાદ ગામની મુખ્ય બજારમાં મધ્યમાં નવું મકાન બનાવવામાં આવેલ છે. લાયબ્રેરી અને ઈન્ડોર ગેમ્સ

## બીડી પીવાનો દંડ સવા કોરી !

કોટડા (જ) યુવક મંડળ સંચાલિત લાયબ્રેરીમાં આવતા સભ્યો માટે નિયમો કેવા કડક હતા તે મંડળના સંવંત ૨૦૦૨ના ચોપડાઓના પાનાં ઉથલાવીએ તો તરત જ ખ્યાલ આવી જાય. કેટલીક ઝલક.

- વાચનાલયમાં બીડી પીવાની મનાઈ હોવા છતાં ૨૦૦૨માં શીવજી અબજીએ ભૂલથી બીડી પીતાં સવા કોરી દંડ તેમની પાસેથી વસુલ લઈ મંડળના ચોપડે જમા કરાવ્યાની નોંધ છે.
- જશા અરજણ લીંબાણીએ ચોપડી તોડતાં ૩ રૂ. દંડ વસુલ કરવામાં આવ્યો હતો.
- લીમીટથી વધારે દિવસ પુસ્તક રાખે તેને સવા કોરી દંડ થતો અને તેનો હિસાબ રહેતો.

સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી

ઓધવરામજીના ૩૭ મી
નિર્વાણ તિથિ મહોત્સવની
શાનદાર ઉજવણી

# પાટીદાર સૌરભ

ફેબ્રુઆરી ૧૯૯૪



સુવર્ણ જયંતિ વર્ષમાં પ્રવેશતું
કોટડા (જડોદર) યુવક મંડળ

પ્રવાસન નિગમના ડિરેક્ટરપદે
ભાનુબેન પટેલ

નદી કે ઈસ પાર - કોટડા આથમણા
નદી કે ઉસ પાર - કોટડા ઉગમણા



સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી

# યુવા પ્રવૃત્તિઓથી ધમધમતું કોટડા (જડોદર)

શ્રી કોટડા(જ.) પાટીદાર યુવક મંડળ એમની વિધિવત્ સ્થાપનાનાં ૫૦ વર્ષ પુર્ણ થયા એ નિમિત્તે "સુવર્ણ જયંતિ" ઉજવી રહેલ છે. ત્યારે મંડળની સ્થાપના અને પ્રવૃત્તિઓની અંદર ડોકીયું કરવાનું ઉચિત રહેશે.

યુવક મંડળની સ્થાપનાના મુળમાં કચ્છ બહાર વસતા એ સમયના યુવાનો નિમિત્તે બન્યા છે. ઈ.સ. ૧૯૨૩માં કરાંચી શહેર જે અત્યારે પાકિસ્તાનમાં આવેલ છે. ત્યાં નોકરી ધંધો કરતા કોટડાવાસીઓએ સાથે મળી પુસ્તકાલયની સ્થાપના કરેલ. અને યુવા પ્રવૃત્તિઓ ચલાવેલ. જે સમય જતાં પુસ્તકો સાથે કચ્છમાં કોટડા (જ.) ખાતે સ્થળાંતર થયેલ. તેમજ વ્યવસ્થિત સંચાલન માટે આજથી ૫૦ વર્ષ અગાઉ એટલે કે ઈ.સ. ૧૯૪૪ માં વિધિવત્ "શ્રી કોટડા (જ.) પાટીદાર યુવક મંડળ" ની સ્થાપના કરવામાં આવેલ.

મંડળની સ્થાપનામાં સ્વ. શ્રી ભીમજી કેશરા લીંબાણી કે જેઓ પાછળથી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રથમ મહાજનચી બનીને નખત્રાણા ખાતે ભવ્ય બોર્ડીંગ બનાવેલ, તેનાં રાહબરી હેઠળના યુવાનોએ ભગીરથ પ્રયત્નો કરેલ અને અભ્યાસ અને વાંચનને પ્રોત્સાહન મળે એ માટે સ્વ. પચાણ લધા દિવાણીના મકાનમાંજ પુસ્તકાલય ચાલુ કરેલ. જેને પાછળથી ઈ.સ. ૧૯૫૩માં યુવક મંડળના પોતાના જ વિશાળ મકાનમાં ટ્રાન્સફર કરેલ. નવા મકાનના ઉદ્દ્ઘાટન સમયે એ સમયના મહેસુલ પ્રધાન પ્રેમજી ભવાનજી ઠક્કર ખાસ ઉપસ્થિત રહેલ.

ઈ.સ. ૧૯૫૩માં જ ટ્રસ્ટ રજીસ્ટ્રેશન એકટ હેઠળ ટ્રસ્ટ તરીકે મંડળની નોંધણી કરવામા આવેલ. જે આજથી ૪૦ વર્ષ અગાઉ નવી વહીવટી નિપુણતાનાં દર્શન કરાવે છે.

આજે વર્ષો અગાઉ વવાયેલ બીજ વટવૃક્ષ બનીને સમાજમાં અને યુવકમંડળોમાં અગ્રેસર બની રહેલ છે. યુવક મંડળના અત્યારે ૪૧૭ જેટલા આજીવન સભ્યો નોંધાયેલ છે. જે આજીવન સભ્યની સંખ્યાની દ્રષ્ટિએ પણ મંડળોમાં મોખરે છે.

શ્રી કોટડા(જ.) પાટીદાર યુવક મંડળ અન્ય મંડળોની પ્રવૃત્તિઓ ઉપરાંત અત્યારે મેડીકલ કેમ્પો, રમત-ગમત સ્પર્ધાઓ, બ્લડ ગ્રુપિંગ કેમ્પ, જેવાં કાર્યો કરે છે. જ્યારે શિક્ષણ ક્ષેત્રે કોટડા પાટીદાર સમાજના આર્થિક સહયોગ દ્વારા ગરીબ પરિવારનાં બાળકોને પુસ્તકો નોટબુકો વિના મુલ્યે વિતરણ કરે છે. મહિલાઓ માટે શિવણ કલાસમાં સહયોગ આપે છે. ઉપરાંત કોચીંગ કલાસ દ્વારા ધો. ૫ થી ૧૨ સુધીનાં બાળકોનેએ શિક્ષકો દ્વારા ટયુશન પુરું પાડવામાં આવે છે. લાયબ્રેરીમાં વિવિધ વિષયોનાં ઈ.સ. ૧૯૨૩ થી અત્યાર સુધીનાં પુસ્તકો વાંચન માટે ઉપલબ્ધ છે. રાત્રિના રંગીન ટીવી સાથે ઈન્ડોર ગેમ્સ પ્રવૃત્તિઓ પણ ચાલુ છે.

સુવર્ણ જયંતિ પ્રસંગને ભવ્યતાથી ઉજવવા માટે **"સુવર્ણ જયંતિ મહોત્સવ આયોજન સમિતિ"**ની રચના કરવામાં આવેલ છે. અત્યારે સમિતિ દ્વારા નિબંધ સ્પર્ધા, અને ચિત્ર સ્પર્ધા વિદ્યાર્થી ભાઈ-બહેનો માટે જાહેર કરવામાં આવેલ છે. જ્યારે તા. ૧-૮-૯૪ થી ૨૦-૮-૯૪ દરમ્યાન અખિલ ભારતીય લેવલે વોલીબોલ, લાંબી કૂદ, ઉંચીકૂદ, ત્રીપલ જંપ, ગોળાફેંક, ચક્રફેંક, બરછીફેંક હથોડા ફેંક, તેમજ ક્રિકેટ જેવી રમતોનું આયોજન કરવામાં આવેલ છે.

આગામી શ્રાવણ સુદ-૧૫ અને શ્રાવણ વદ-૧ તા. ૨૧-૮-૯૪ અને ૨૨-૮-૯૪ ના સુવર્ણ જયંતિ મહોત્સવ પ્રસંગે ભવ્ય કાર્યક્રમનું આયોજન કરવામાં આવેલ છે. જેમાં દરેક કોટડા (જ.) વાસી ઉપરાંત સમાજ અને યુવક સંઘના અત્યારના અને જુના મહાનુભાવો ખાસ ઉપસ્થિત રહેશે.

સુવર્ણ જયંતિ મહોત્સવ પ્રસંગ એક સૂત્રે સાંકળવા માટે કચ્છ અને કચ્છ બહાર વસતા દરેક કોટડા (જ.) વાસીઓની એડ્રેસ બુક સાથેનું આકર્ષક સવેનિયર બહાર પાડવાનું નક્કી કરેલ છે. જે માટે સૌ પ્રથમ કચ્છની કામગીરી કરવામાં આવેલ છે. અને ફેબ્રુઆરી-૯૪થી કચ્છ બહારની કામગીરી માટે યુવક મંડળના ટ્રસ્ટીશ્રી અરવિંદ કરસન લીંબાણીની આગેવાની હેઠળની બે ટીમો પ્રવાસ શરૂ કરશે. જેમાં સહયોગ આપવા મંડળના પ્રમુખશ્રી ઈશ્વરલાલ માવજી ભગતે અપીલ કરેલ છે.

આમ વિવિધ પ્રવૃત્તિઓ ચલાવતાં અને સુવર્ણ જયંતિની ઉજવણીએ પહોંચેલી એક માત્ર મંડળ શ્રી કોટડા (જ.) પાટીદાર યુવકમંડળ હજુ પણ વધારે પ્રગતિ એવી શુભેચ્છાઓ સાથે.

- સંકલન અને રજુઆત
કાંતીલાલ વાલજી રામાણી
અને રાજેશ મેઘજી દિવાણી

સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી

-: નિમંત્રક :-

| | |
|---|---|
| રાજેશ મેઘજી દિવાણી<br>મંત્રી,<br>શ્રી કોટડા (જ.) પાટીદાર યુવક મંડળ | ઈશ્વરલાલ માવજી ભગત<br>પ્રમુખ,<br>શ્રી કોટડા (જ.) પાટીદાર યુવક મંડળ |

**સ્થળ**
શ્રી કોટડા (જ) પાટીદાર સમાજવાડી
કોટડા (જ), તા. નખત્રાણા.

૨૧મીની રાત્રે સાધુ-સંતોના પ્રવચનો અને ૨૨/૮ના રાત્રે દૂરદર્શનના કલાકારોનો લોકડાયરો રાખેલ છે.

## સુવર્ણજયંતી મહોત્સવ પ્રસંગે હાર્દિક શુભેચ્છાઓ પાઠવીએ છીએ...

| | | |
|---|---|---|
| પ્રકાશ ટીમ્બર કોર્પોરેશન<br>કલકત્તા | નેશનલ ટીમ્બર ઈન્ડસ્ટ્રીઝ<br>કલકત્તા | અંકુર ટીમ્બર ઈન્ડસ્ટ્રીઝ<br>રાયપુર |
| રામદેવ ટીમ્બર માર્ટ<br>કલકત્તા | ભારતી ટીમ્બર માર્ટ<br>રાયપુર | ગોલ્ડન ટીમ્બર કું.<br>બર્દવાન (પ. બંગાળ) |
| પાવન ગેસ્ટ હાઉસ<br>ઉડૂપી (કર્ણાટક) | હર્ષા ફર્નિચર<br>ઘાટકોપર-મુંબઈ. | જ્યોતિ એજન્સી<br>કલકત્તા |
| પટેલ પ્લાયવૂડ એન્ડ હાર્ડવેર સેન્ટર<br>હૈદ્રાબાદ | શ્રી ક્રિષ્ણા સૉ મીલ<br>હૈદ્રાબાદ | પાટીદાર ફાયનાન્સ કંપની પ્રા. લિ.<br>હૈદ્રાબાદ |
| આનંદ ટીમ્બર ડીપો<br>હૈદ્રાબાદ | લક્ષ્મી પેક વૂડ<br>હૈદ્રાબાદ | મણીલાલ હીરજી લીંબાણી<br>કોટડા (જ) |
| અરવિંદ કરશન લીંબાણી<br>કોટડા (જ) | રવિલાલ મેઘજી બાથાણી<br>કોટડા (જ) | માવજી દેવજી નાકરાણી<br>કોટડા (જ) |
| રાજેશ જનરલ સ્ટોર્સ<br>કોટડા (જ) | આશાપુરા જનરલ સ્ટોર્સ<br>કોટડા (જ) | આશા પાન સેન્ટર<br>કોટડા (જ) |
| ઉમિયા ઈલેક્ટ્રીક વર્ક્સ<br>કોટડા (જ) | ડૉ. શાંતિલાલ સેંઘાણી<br>નખત્રાણા | ગુજરાત એગ્રો એજન્સી<br>નખત્રાણા |
| લાલજી રવજી બાથાણી<br>કોટડા (જ) | મે. અરજણ પ્રેમજી પટેલ એન્ડ કું.<br>કોટડા (જ) | મે. નારાણ ભાણજી એન્ડ બ્રધર્સ<br>કોટડા (જ) |
| મૂળજી નાનજી નાંયાણી<br>કોટડા (જ) | ગાયત્રી સ્ટોર્સ<br>કોટડા (જ) | કરસન વિશ્રામ લીંબાણી<br>કોટડા (જ) |
| વાડિયા કન્સ્ટ્રક્શન એન્ડ<br>લક્ષ્મી સિમેન્ટ પાઈપ<br>કોટડા (જ) | વાલજી માનણ ખેતાણી<br>સરપંચશ્રી, કોટડા (જ) | વાલજી લખુભાઈ વેલાણી<br>કોટડા (જ) |
| | પોકાર ક્લોથ સ્ટોર્સ<br>કોટડા (જ) | |

આવ્યું હતું એવું આ વર્તુળો જણાવે છે. બીજી બાજુ અકળાયેલી વેપારી વિના માલ લવાતો હોવાનું પણ વર્તુળો જણાવે છે.

### ફક્ત પાટીદાર ભાઈઓ માટે
### શ્રી કોટડા (જ) પાટીદાર યુવક મંડળ આયોજિત
## ક્રિકેટ અને વોલીબોલ ટુર્નામેન્ટ

નું સંસ્થાની સુવર્ણ જયંતિ નિમિત્તે આયોજન કરેલ છે. ભાગ લેવા ઈચ્છતી ટીમોએ બન્ને સ્પર્ધાઓ માટે અલગ અલગ પત્રથી નામ તા. ૧૦-૭-૯૪સુધી કોઈપણ એન્ટ્રી ફી વિના રૂબરૂ યા પત્રવ્યવહારથી નોંધાવવા વિનંતી છે. સરનામું નોંધી લેશો:

રમત ગમત વિભાગ, સુવર્ણ જયંતિ મહોત્સવ,
શ્રી કોટડા (જ) પાટીદાર યુવક મંડળ,
કોટડા (જડોદર) તા. નખત્રાણા-કચ્છ. ૩૭૦૬૦૫.
મનોજ એમ. પટેલ વતી શ્રી કોટડા (જ) પાટીદાર યુવક મંડળ

25/6/94

સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી

આવ્યું હતું એવું આ વર્તુળો જણાવે છે. બીજી બાજુ અકળાયેલી વેપારી વિના માલ લવાતો હોવાનું પણ વર્તુળો જણાવે છે.

## ફક્ત પાટીદાર ભાઈઓ માટે

## શ્રી કોટડા (જ) પાટીદાર યુવક મંડળ આયોજિત

# ક્રિકેટ અને વોલીબોલ ટુર્નામેન્ટ

નું સંસ્થાની સુવર્ણ જયંતિ નિમિત્તે આયોજન કરેલ છે. ભાગ લેવા ઈચ્છતી ટીમોએ બન્ને સ્પર્ધાઓ માટે અલગ અલગ પત્રથી નામ તા. ૧૦-૭-૯૪સુધી કોઈપણ એન્ટ્રી ફી વિના રૂબરૂ યા પત્રવ્યવહારથી નોંધાવવા વિનંતી છે. સરનામું નોંધી લેશો:

રમત ગમત વિભાગ, સુવર્ણ જયંતિ મહોત્સવ,
શ્રી કોટડા (જ) પાટીદાર યુવક મંડળ,
કોટડા (જડોદર) તા. નખત્રાણા-કચ્છ. ૩૭૦૬૦૫.

૨૫/૬/૯૪

મનોજ એમ. પટેલ વતી શ્રી કોટડા (જ) પાટીદાર યુવક મંડળ

સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી

# સુવર્ણ જયંતી મહોત્સવ

સ્થાપના
ઈ.સ. ૧૯૪૪




ટ્રસ્ટ રજીસ્ટ્રેશન
નંબર - ઈ.-૨૭૬

શ્રી કોટડા (જડોદર) પાટીદાર યુવક મંડળની સ્થાપનાને ૫૦ વર્ષ પૂર્ણ થતાં તેનો સુવર્ણ જયંતી મહોત્સવ ઉજવી રહેલ છે. આ પ્રસંગે ૨૧ અને ૨૨ ઓગસ્ટ-૯૪ના કાર્યક્રમોમાં ઉપસ્થિત રહી પ્રોત્સાહિત કરવા યુવક મંડળ આપને હાર્દિક આમંત્રણ પાઠવે છે.

## -: નિમંત્રક :-

**રાજેશ મેઘજી દિવાણી**
મંત્રી,
શ્રી કોટડા (જ.) પાટીદાર યુવક મંડળ

**ઈશ્વરલાલ માવજી ભગત**
પ્રમુખ,
શ્રી કોટડા (જ.) પાટીદાર યુવક મંડળ

**સ્થળ**
શ્રી કોટડા (જ) પાટીદાર સમાજવાડી
કોટડા (જ), તા. નખત્રાણા.

૨૧મીની રાત્રે સાધુ-સંતોના પ્રવચનો અને ૨૨/૮ના રાત્રે દૂરદર્શનના કલાકારોનો લોકડાયરો રાખેલ છે.

## સુવર્ણજયંતી મહોત્સવ પ્રસંગે હાર્દિક શુભેચ્છાઓ પાઠવીએ છીએ...

| | | |
|---|---|---|
| **પ્રકાશ ટીમ્બર કોર્પોરેશન**<br>કલકત્તા | **નેશનલ ટીમ્બર ઈન્ડસ્ટ્રીઝ**<br>કલકત્તા | **અંકુર ટીમ્બર ઈન્ડસ્ટ્રીઝ**<br>રાયપુર |
| **રામદેવ ટીમ્બર માર્ટ**<br>કલકત્તા | **ભારતી ટીમ્બર માર્ટ**<br>રાયપુર | **ગોલ્ડન ટીમ્બર કું.**<br>બર્દવાન (પ. બંગાળ) |
| **પાવન ગેસ્ટ હાઉસ**<br>ઉડુપી (કર્ણાટક) | **હર્ષા ફર્નિચર**<br>ઘાટકોપર-મુંબઈ. | **જ્યોતિ એજન્સી**<br>કલકત્તા |
| **પટેલ પ્લાયવૂડ એન્ડ હાર્ડવેર સેન્ટર**<br>હૈદ્રાબાદ | **શ્રી ક્રિષ્ણા સૉ મીલ**<br>હૈદ્રાબાદ | **પાટીદાર ફાયનાન્સ કંપની પ્રા. લિ.**<br>હૈદ્રાબાદ |
| **આનંદ ટીમ્બર ડીપો**<br>હૈદ્રાબાદ | **લક્ષ્મી પેક વૂડ**<br>હૈદ્રાબાદ | **મણીલાલ હીરજી લીંબાણી**<br>કોટડા (જ) |
| **અરવિંદ કરશન લીંબાણી**<br>કોટડા (જ) | **રવિલાલ મેઘજી બાથાણી**<br>કોટડા (જ) | **માવજી દેવજી નાકરાણી**<br>કોટડા (જ) |
| **રાજેશ જનરલ સ્ટોર્સ**<br>કોટડા (જ) | **આશાપુરા જનરલ સ્ટોર્સ**<br>કોટડા (જ) | **આશા પાન સેન્ટર**<br>કોટડા (જ) |
| **ઉમિયા ઈલેક્ટ્રીક વર્કસ**<br>કોટડા (જ) | **ડૉ. શાંતિલાલ સેંઘાણી**<br>નખત્રાણા | **ગુજરાત એગ્રો એજન્સી**<br>નખત્રાણા |
| **લાલજી રવજી બાથાણી**<br>કોટડા (જ) | **મે. અરજણ પ્રેમજી પટેલ એન્ડ કું.**<br>કોટડા (જ) | **મે. નારાણ ભાણજી એન્ડ બ્રધર્સ**<br>કોટડા (જ) |
| **મૂળજી નાનજી નાંયાણી**<br>કોટડા (જ) | **ગાયત્રી સ્ટોર્સ**<br>કોટડા (જ) | **કરસન વિશ્રામ લીંબાણી**<br>કોટડા (જ) |
| **વાડિયા કન્સ્ટ્રકશન એન્ડ લક્ષ્મી સિમેન્ટ પાઈપ**<br>કોટડા (જ) | **વાલજી માનણ ખેતાણી**<br>સરપંચશ્રી, કોટડા (જ) | **વાલજી લખુભાઈ વેલાણી**<br>કોટડા (જ) |
| | **પોકાર કલોથ સ્ટોર્સ**<br>કોટડા (જ) | |

તંત્રી : કીર્તિ જયંત ખત્રી, મુદ્રક-પ્રકાશક : સુરેશ ગલાલચંદ શાહ, સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી કચ્છમિત્ર પ્રિન્ટીંગ પ્રેસ, ભુજ-કચ્છમાં છાપ્યું અને તે જ સ્થળેથી પ્રસિ
દિલ્હી કાર્યાલય : આઈ. એન. એસ. બિલ્ડીંગ, રફી માર્ગ, નવી દિલ્હી ટે. નં.૩૭૧૧૦૦૨. વડોદરા કાર્યાલય : બ્લોક નં. ૩-૪ પદ્માવતી શોપીંગ

સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી

પટલ (બળવતપુરાકપા) ના આબાદ બચાવ થયો હતો.

હળપાણીને અભિનંદન આપેલ.

## શ્રી કોટડા (જ) પાટીદાર યુવક મંડળનો ઓગસ્ટ-૯૪માં "સુવર્ણ જયંતી મહોત્સવ" સમારોહ

કોટડા (જ) : (ઈશ્વરભાઈ પટેલ મારફતે )અત્રેનું શ્રી કોટડા (જ) પાટીદાર યુવક મંડળ એમની ઈ. સ. ૧૯૪૪ માં થયેલ વિધિવત સ્થાપનાને ચાલુવર્ષે ૫૦ વર્ષ પૂર્ણ થતાં હોઇ સુવર્ણ જયંતી મહોત્સવ ઉજવી રહેલ છે.

છેલ્લે મળેલ કારોબારી સભામાં ગોઠવાયેલ કાર્યક્રમો મુજબ ૧ ઓગસ્ટ-૯૪ થી ૨૦ ઓગસ્ટ-૯૪ દરમિયાન ક્રિકેટ અને વોલીબોલ સ્પર્ધાઓ યોજાશે જ્યારે મુખ્ય સમારોહ શ્રાવણ શુદ. ૧૫, રવિવાર તા. ૨૧-૮-૯૪ અને શ્રાવણ વદ-૧, સોમવાર તા. ૨૨-૮-૯૪ ના ઉજવાશે.

તા. ૨૧-૮-૯૪ ના સવારે ઉદ્ઘાટન સમારોહ અને મંડળના સ્થાપકોનું સન્માન, બપોર બાદનાં સત્રમાં યુવા સંમેલન, રાત્રે ધાર્મિક સાંસ્કૃતિક કાર્યક્રમો યોજાશે.

તા. ૨૨-૮-૯૪ ના સવારે સુવર્ણ જયંતી મહોત્સવ પ્રસંગે ખાસ તૈયાર કરેલ સુવેનિયર કમ એડ્રેસ બૂકના આકર્ષક દળદાર અંકની વિમોચન વિધિ રહેશે. જ્યારે બપોર બાદનાં સત્રમાં મહિલા સંમેલન જ્યારે રાત્રે ધાર્મિક સાંસ્કૃતિક કાર્યક્રમો યોજાશે.

તા. ૨૦-૮-૯૪ ના રાત્રે વિષય વિચારસરણી સભા મળશે ઉપરોક્ત મહોત્સવનાં આમંત્રણ ભારતભરના યુવક મંડળો, શ્રી કોટડા (જ) પાટીદાર યુવક મંડળના આજીવન સભ્યો તેમજ સુવેનિયરમાં વિજ્ઞાપન રહ્યાં છે. જેમાં દરેકને હાજર રહેવા મંડળ દ્વારા આગ્રહ ભરી વિનંતી કરવામાં આવે છે.

**નહિ બોલાયેલો શબ્દ તમારો ગુલામ છે,**

આવ્યું હતું એવું આ વર્તુળો જણાવે છે. બીજી બાજુ અકળાયેલી વેપારી વિના માલ લવાતો હોવાનું પણ વર્તુળો જણાવે છે.



૨૫/૬/૯૫

ભગવાનદાસ એમ. ભગત અને કાંતીલાલ આર. સેંઘાણી (મનાર ગુડી

## શ્રી કોટડા(જ.) પાટીદાર યુવક મંડળની મળેલ કારોબારી સભા

કોટડા (જ):-(અમારા પ્રતિનિધિ શ્રી ઈશ્વરલાલ એમ. પટેલ દ્વારા)

અત્રે શ્રી કોટડા (જ.) પાટીદાર યુવક મંડળ ની કારોબારી સભા શ્રી ઈશ્વરભાઈ માવજી ભગત ના પ્રમુખ સ્થાને તા. ૨૫-૨-૯૪ ના રાત્રે મંડળની ઓફિસે મળેલ.

સૌ પ્રથમ મંત્રીશ્રી રાજેશ મેઘજી દિવાણીના આવકાર પ્રવચન બાદ યુવક મંડળના " સુવર્ણ જયંતિ મહોત્સવ "ના અનુસંધાને યોજાયેલ ભારતભરના પ્રચાર પ્રવાસ ની માહિતી ટ્રસ્ટી શ્રી અરવીંદ કરસન લીંબાણી, તેમજ શ્રી રવીલાલ મેઘજી બાથાણી, શ્રી કાંતીલાલ વાલજી રામાણી અને શ્રી પ્રેમજી કાનજી ભગત તરફથી આપવામાં આવેલ સમગ્ર પ્રવાસ દરમ્યાન સુવેનિયર માટે શુભેચ્છા જાહેરાતો આપનાર વિજ્ઞાપન દાતાઓ તેમજ સ્થાનિકે પ્રવાસમાં વિસ્તાર વાર સાથે જોડાઈને મદદરૂપ બનનાર દરેકનો મંડળ તરફથી અંતઃકરણ પુર્વક આભાર માનવામાં આવ્યો હતો. સુવેનિયર સાથેની એડ્રેસ બુકમાં નોંધ વગર રહી જવા પામેલ ફર્મ વાળાઓએ પોતાની વિગત આગામી તા.૨૫-૪-૯૪ સુધીમાં મળી જાય એ રીતે યુવક મંડળની ઓફિસે મોકલાવી આપવા વિનંતી કરવામાં આવેલ.

અંતમાં સહમંત્રી શ્રી રસીકલાલ અરજણ દિવાણી તરફથી આભાર માનવામાં આવેલ.

ડામાં સચવાશે. ક્ષમાનુ રતન , મૈત્રી

છે. પાપને અ

સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી



૧૪ મું વર્ષ 10-૯-૯૪



શ્રી કોટડા (જ.) પાટીદાર યુવક મંડળના સુવર્ણ જયંતી મહોત્સવ પ્રસંગે ક્રિકેટ સ્પર્ધા શિલ્ડનું ઉદ્ઘાટન કરતા ટ્રસ્ટીશ્રી અરવિંદ કરશન લીંબાણી બાજુમાં મણીલાલ હીરજી લીંબાણી, પ્રમુખશ્રી ઈશ્વરલાલ માવજી ભગત, ઉપપ્રમુખશ્રી લાલજી રવજી બાથાણી, મંત્રીશ્રી રાજેશ મેઘજી દિવાણી, માજી પ્રમુખો શ્રી કાંતિલાલ વાલજી રામાણી અને શંકરલાલ વાડિયા દેખાય છે.

## ઈટારસીમાં

## વરસાદ.... કુદરતની અકળ ગતિ...

સૌજન્ય: શ્રી કાંતિભાઈ વાલજી રામાણી

# પાટીદાર સૌરભ

સપ્ટેમ્બર - ૧૯૯૪



કર્ણાટકમાં ગોઝારી દુર્ઘટનામાં સાતના મોત

માજી પ્રમુખોને સમાજ સુવર્ણચંદ્રકથી સન્માને છે



કોટડા (જ) યુવક મંડળના સુવર્ણજયંતી મહોત્સવની શાનદાર ઉજવણી




પરિવાર મિલનમાં નવો રાહ ચીંધતા દિવાણીઓ